# ભોજા ભગતના

# ચાબખા.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

શા સંગાળદાસ ઝીણુભાઇ નારણુદાસ બુકસેલર

લીમડાચોક—સુરત.

સુરત—ખરાનપુરી ભાગળ ઉપરઆવેલા શ્રી "અનાવિલ"
પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

—⁂—

આવૃત્તિ ૧ પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩.

—∞—

કીમત ૦-૨-૦

# ભોજ ભગતના ચાબખા.



## ચાબખો.

પ્રાણીઆં ભજી લેને કિરતારે; આતો સ્વપ્નુ છે સંસાર. ટેક.
ધન દોલતને માલ ખજાનો, પુત્ર અને પરીવાર;
તેતો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે પ્રા. ૧
ઉંચી મેડીને અજબ ઝરૂખા, ગોખ તણો નહી પાર
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યાં રહ્યાં છે બારરે. પ્રા. ૨
ઉપર ફુલડાં ફર ફરે ને, હેઠે શ્રીફળ ચાર;
ફોકી ફરીને મુઠ્ઠીમાં ઘાલ્યો, પંછી મુઠે પડે પોકારરે. પ્રા. ૩
સેજ તળાઇ વિના સુતો નહી ને, કરતો ફુન્નર હજાર;
ખોરી ખોરીને બાળશે જેમ, લોહુ ગાળે લુવારરે. પ્રા. ૪
સ્મશાનમાં જઈ ચેહ ખડકી ઉપર કાષ્ટનો ભાર;
અગ્નિ મુકીને અળગા રહે, અંગે ઝરે અંગારરે. પ્રા. ૫
સ્નાન કરવા સૌ ચાલીયા, મળી નર ને નાર;
ભોજાભગત કહે દશ દહાડા રોઇને, વળતી મુકયો વિસારરે પ્રા. ૬

## ચાબખો.

જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ. ટેક.
બાપ કહે છે બેટો અમારો. માતા મંગળ ગાઇ;
બેની કહે છે બંધવ અમારો, ભીડપડે ત્યારે ભાઇરે. જીવને. ૧

લીપ્યુ રે ગુપ્યું આંગણું'ને, કાઢયા વેળા થઇ;
અડશોમાં તમે અભડાશો, એમ લોકો કરે ચતુરાઇરે જીવને.
ઘરની નારી ઘડી ન મુકે, અંતે અળગી રહી
ભોજો ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઈ રે. જીવને.

ચાબખો.

દેસી સંત તણી લાવીરે, ભેળાં ફરે બાવોને બાવી. ટેક.
મોટાં કપાળે ટીલાં કરે, વળી ટોપી પટકાવી;
કંઠો ને ખલતો માળા ગાળામાં, કાને મુદ્રા લટકાવીરે દેસી.
સંત સેવામાં સુખ ઘણું'ને, કરે સેવા મન ભાવી;
તન મન ધન સોંપો એ સંતને, પ્રીતીઓ લગાવીરે; દેસી.
એવું ને એવું જ્ઞાન દીએ, બહુ હેતે બોલાવી;
ભોજો ભગત કહે રાખ્યા બાહુમાં, ભેખે ભરમાવીરે. દેસી.

ચાબખો.

ભેખ તો બાવર થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા.
ટકો પઇસો ટેલ ગામ ગામમાં નાખે, વળી ખેતર ફુંફાં ફુફાં;
જેની વાંસે થાય તેનો કેડો ન મેલે, જેમ કંટકના લુંડારે. ભે.
બીયા સારૂ ત્રાગુ કરે ને વળી કામ ક્રોધના ઉંડા,
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે. ભે.
ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપ તણા ઝુંડારે. ભે.

ચાબખો.

જોઈ લો જગતમાં બાવારે, ધર્યો ભેખ ધુતીને ખાવા! ટેક.
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નીત નીત નાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે ગાવારે. જોઇ.

લોકના છોકરાંને તેડીને રમાડે, એવી પ્રીત પરાણે થવા
ગૃહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે, બાવોજી જાય મનાવારે. જોઇ ૨
રૂપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે ભાવે શું સેવે, એને જમપુરીએ જાવારે. જોઇ. ૩

ચાબખો.

ભરમાવી દુનીયા ભોળીરે, બાવો ચાલ્યો જમુની ચોળી ટેક,
દોરા ધાગા ને ચીઠ્ઠી કરીને, આપે ગુરુકાર ગોળી.
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળીરે. ભ. ૧
નીત નીત દર્શન નીમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી;
બાઇ બાઇ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે. ભ. ૨
સઘળા શીષ્યને ભેળાં કરી ખાય, ખીર ખાંડ ને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યા બોળીરે. ભ. ૩

ચાબખો.

મુંરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો ટેક.
ખાઇ ધુતીને ધન ભેગું કીધું, કોટી ધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જે ન વાવર્યો, અધવચથી લુંટાણોરે. મૂ ૧
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઇ ગયા કંઇક, કોણ રંકને કોણ રાણોરે. મૂ. ૨
મંદીર માળીઆં મેલી કરીરે, નિચે જઇ દેરાણો.
ભોજો ભગત કહે મુવા પુંઠે જીવ ઘણો ઘણો પસ્તાણોરે. મૂ. ૩

ચાબખો.

મૂરખો માની રહ્યો મારૂંરે, તેમાં કાંઇએ નથી તારૂં. ટેક.
સત સાગર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં.
ચાર ચોકડીનું રાજ ચાલ્યું ગયું, રાવણાદીક વાળુંરે. મૂરખો. ૧

દુઃખને તો કોઇ દેખે નાહ, ને સુખ લાગે સારૂ;
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂરે. મૂરખો.
હરિ ભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં,
ભોજો ભગત કહે રાખો રૂદેમાં પ્રભુનું ભજન પ્યારૂરે. મૂરખો.

## ચાબખો.

ભક્તિ શીરા તણું સાટુંરે, આગળ વસમી છે વાટુ—ટેક.
એક દીવસ તો આવી બની, રાજા મુરધ્વજને માથે;
કાશીએ જઇને કરવત મુકાવ્યું, હરિજનને હાથેરે. ભક્તિ.
સત્યને કાજે ત્રણ વેચાયાં રોહીદાસ ને રાણી;
ઋષિને વાસ્તે રાજા વેચાણો ભરવાને પાણીરે. ભક્તિ.
પેહેરો પટોળાં પ્રેમનાં તમે, શૂરવીર થઇ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર મહાલોરે. ભક્તિ.

## ચાબખો.

દુનિયાં દિવાની કહેવાશેરે, ભુંડી ભીતોમાં ભટકાશે—ટેક.
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે, ભુવા જતી ઘેર જાશે;
ધુણી ધુણી એની ડોકજ દુખશે, ને લેનારો લઇ ખાશેરે. દુનિયાં.
સ્વર્ગમાં નથી સુપડું ને, નથી ખાંડણીઓને થંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે. દુનિયાં ૨
ઢોંગ કરી ધુતવાને આવે ત્યારે હાથ બતાવવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનુરે ફરશે, અને ક્યારે પુત્રજ થાશેરે. દુનિયાં. ૩
કીમીયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભમણામાં ભમતાં, ગાંઠની મુંડી ગુમાશેરે. દુનિયાં. ૪

### ચાબખો.

મૂર્ખની ડાઢી થઇ ધોળીરે, રૂદીયામાં નહિ જોયું ખોળી. ટેક.
ખડ બાઢીને ભેગું કર્યું પણ, હાથ ન રહી કોડી;
વેશ્યા ટાણે વેચ્યું નહિ, પછીથી પીઠ પડી મોળીરે. મુર્ખની. ૧
બગલો થઇને આરે બેઠો, ચાંચ ફરી ચોળી;
આરેથી કંઇ આહાર મળ્યો નહી, દરિયો દીધો ડોળીરે. મુર્ખની. ૨
મનખા દેહી જેવો માલ પાડોને, તેમાં પડીયા કોળી;
ચાખ્યા વિના તે કયાંથી પામશે, કાં શું ખાશે ચોળીરે. મુર્ખની. ૩
વારતાં તારતાં વારે ચડતો માલ લાવતો ધોળી;
ભોજો ભગત કહે ત્રણ ચાર લાગશે, તીર તરવાને ગોળીરે. મુર્ખની. ૪

### ચાબખો.

મન ચડ્યું મોટપણે મળેરે, પ્રભુ એની વેળા કેમ વાળેરે. ટેક.
મહાજન કહે અમે ધરમી કહેવાઇએ, દુધ પાઇ મીંદડાને પાળે;
ઓટું થાય ત્યારે મોકળુરે મુકે, ફરી ઉંદરનો દાટ વાળેરે. મ. ૧
ચાર પાંચ ભેંસો આંગણે દુજે; છોકરાનાં પેટડાં બાળે;
આડોશીપાડોશી છાશ લેવા આવે ત્યારે, વ્હાલા સગાનો શોક પાળેરે. મ. ૨
ખોટી દાનત તેથી ખાવા મળે કહીં, દીકરીનું ઘરેણું ગાળે;
સાસરે જાય ને પુછે ત્યારે એના, માવતરનું મોં વાળેરે. મ. ૩
સોનું સોધે ને રૂપુ સોધે, કથીરને શું ગાળે;
ભોજો ભગત કહે કાંસા કુડને પીતળ શું ઉજાળેરે. મ. ૪

### ચાબખો.

મુરખે નાર કુઆરજા આણી, એનું ઘર કર્યું ધુળધાણી ટેક.
પાંચ મણની લાવશી બરડી. મણ્ણાની ભુજી ધાણી;
શ્રીના ગોળીઆ ઢોળી નાંખ્યા, દુધમાં રેડ્યું પાણીરે. મુરખે. ૧

વાર પરબે વઢવાડ કરેને, કંકાશ કરે જાણી જાણી;
છોકરાને માથે છણુકા કરેને, ચુંટીઓ લે તાણી તાણીરે. મુરખે. ૨
ખરે બપોરે રસોઇ નીપજાવેને, કુડે જોતી રાણી;
છોકરાંને મારીને સુવારે, પછી જાય ઓલાવા રાત જાણીરે. મુરખે. ૩
ટાઢું સીળું કંથ આગળ મુકે, ભરે જ્યારે ભુખ તાણી;
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જાતાં રીસાણીરે. મુરખે. ૪
પટીયાં પાડી આંખ આંજીને આથડે, સાસરે પીયર ન સમાણી,
ભોજોભગત કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણીરે. મુરખે. ૫

ચાબખો.

એવું દુઃખ જગતમાં ભાળીરે, પરણી નાર પીયર પાછી વાળી. ટેક.
કડલાં કરાવું ત્યાં કાંબી વળગે, વીછીયા લેવરાવે મોં વાળી;
ચણીઓ શીવડાવું ત્યાં ·· લો માગે, કાપડુ કરાવે ગજ આંણીરે. એવું ૧
ધાર્યું ન થાય તો કરે વાગાણું, છાજીઆં લેતી ચાલી;
તપ કર્યા વિના તરીયા નરનું, પેટડુ નાખે પ્રજાળીરે. એવું. ૨
બે ચાર બાળકાને બે ચાર બાળકી, પેટડાં નાખે બાળી;
ખાતું કરતાં ખસવા દે નહી, જાતાં રાખે ઝાલીરે. એવું. ૩
એક કહે મને ગરીઓ અપાવો, એક કહે ઝારી;
ભુતડાંની પેઠે વળગે ભેગાં થઇને, ગર્થ કરારે ખાલીરે. એવું. ૪
ચેતે નહી તો સુખ ન પામે, વેડે પેટમાં નાંખવી પાળી;
ભોજોભગત કહે હરી ભજવા ન દે, તેને ઘરમાં રાખે કોણ ઘાલીરે. એવું. ૫

ચાબખો.

ભક્તિ શુરવીરની સાચીરે, લીધા પછી ન મેલે પાછી. ટેક.
મન તણો તેણે મોરચો કરીને વઢીઆ વિશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તણે જેણે, ગળે દીધી ફાંસીરે. ભ. ૧

શબ્દના ગોળા જ્યારે છુટના લાગ્યા, મામલે રહ્યા ભડમચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, એતો નીશ્ચે ગયા નાશીરે. ભ. ૨

સાચા હતા તે સનમુખ ચડયા ને, હરી સંગે રહ્યા રાચી;
પાંચ પચીસથી પુરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાશીરે. ભ. ૩

કર્મના પાશલા કાપી નાંખ્યા, ભાઇ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સીધને પુચ્છે નહી, ચઇ મુક્તી તેની દાસીરે. ભ. ૪

તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહોનિશ ઉદાસી;
ભોજો ભગત કહે ભડ થયા એતો વૈકુંઠના વાસીરે. ભ. ૫

ચાબખો.

મોજુ કોઇ મરજીવા માણેરે, શીશ સાટે શોધા હરિ જાણે. ટેક.

રણ ક્ષેત્રમાં રીડું થયું, તન વેધ્યું વીરહને બાણે;
સત્યને મારગે ચાલીયા, તેને વેરી વખાણેરે. મોજુ. ૧

પોતાના દેહનું પેન્જ્યું રોપ્યું, કોની મનમાં ભય ન આણે;
ધર્મ ધીંગાણે ભળી ગયા, તન તુટયા લગી તાણેરે. મોજુ. ૨

પ્રભુની પાસે પાખંડ નહી ચાલે, તમે ચેતી લેજો ટાણે;
કુડાયા હશે તેને ત્યાં યમરાજા ઘાલશે લેઇ ઘાણેરે. મોજુ. ૩

ભોજો ભગત કહે ભજન કરીને નર નિપજ્યા નેરે.

ચાબખો.

મન ચડયું મોટપને પેટે, તેણે કરી સાહેબ રહ્યો છેટે. ટેક.

અંતર કોઇ અજ્ઞાની જીવે, કેમ રંગ તરે એતે;
દેખવા માત્ર દિસે રૂપાળો, જેમ રંગ કાઢયો ટેટેરે. મન. ૧

માયાના મદમાં ફરે મસ્તાનો, જેમ જેમ દીલ ધાર્યું વેટે;
હક ન હાગો તે ખાવું હરામનું, બોળ્યું બાપનું કુળ બેટેરે. મન. ૨

જોબનમાં તુને જીવતાં વાળીને, ફરે રાતડીએ રેટે;
ભોજોભગત કહે ભાવ વિનાનાં, તુને સુંદર કેમ ભેટેરે, મન. ૩

ચાબખો.

એવી માયા કઠણુ બહુ કહાવે, ના સમજ્યામાં ન આવે,
પોતે બાંધી પાંસલો, જેમ મંડળ રોક્યું સર્વે;
કેંક જીવ મનમાં મુંઝાઇ રહ્યા, પછી ઘણું ગોથાં ખાવેરે. એવી. ૧
હાથ ફેરવેને હેત દેખાડે મુરઘીએ ભરમાવે,
તેમ તેમ જીવ લોભાતો જાય. એ તો પામર બુદ્ધિ પાવેરે એવી. ૨
હરિ ગુરૂ સાથે હેત તેડાવે પછી પોતાપર લાવે;
વણુદોર્યે જીવ વાંસે ફરે, તેને ભક્તિ કેમ ભાવેરે. એવી. ૩
ભોગ દેખાડેને મન ભરમાવે વહાલામાં વીખ વાવે;
કામ ક્રોધનો કરે વધારો, નક્કી નરકમાં લઇ જાવે. એવી. ૪
તે માયાથી કંઇક ચેતી ગયા, જેને મહેર કરે માવે;
ભોજો ભગત કહે ભજન કરીને કોઇ ઉતર્યો નહી દાવે. એવી. ૫

ચાબખો.

મનમાં જે કરતા મોટાયુરે, એની ઉંડી ગઇ પાયું—ટેક
જ્યારે બાળકનો જન્મ થયો, વાગીયું વધાયું;
જમડા આવીને જીવ લઇ જાશે, એની વાંસે રૂએ બાયુંરે. મન. ૧
સેજ સિંહાસન ને ચમર ઢળે ચોમ દેશ ફોજું છાયું;
ઉડી ગયાને ઉજડ થયા એની ગડ કોઠાને પાયુ રે. મન. ૨
ચાકર નોકર આવીને સલામો, ભરતા કરતા ઠકરાયું;
આકડાના તુર જેમ ઉડી ગયા, એ તો વંટોળીએ શાયુંરે. મન. ૩
સદગુરૂ સંતને જેણે સેવ્યા, તેની ધન ધન કમાયું;
ભોજો ભગત કહે વૈકુંઠે પુગ્યા, તે દેતા નગારે ધાયુંરે. મન. ૪

ચાબખો.

મૂરખા જન્મ ગયો તારોરે, બાંધ્યો તે પાપ તણો ભારો— ટેક.
નામ સાંભળતાં નિદ્રા આવે, હરી રસ લાગે ખારો;

અમૃત રસને અળગો કરીને, કર્યો વિષના વેપારોરે. મુરખા૦ ૧
મોહાંધ થઇને માયા ખરચે, તેમ લોક કહે છે સારો;
સાધુ દેખીને મોઢું સંતાડે, એનો ધુરે ગારોરે. મૂરખા૦ ૨
હમણા તારો હુકમ ચાલે ને દેછે સાસુને બારો;
ધર્મના દુત જ્યારે ધકા દેશે, ત્યારે દુગર્યાનો નહી આરોરે, મુરખા૦ ૩
તલે તલનો હિસાબ લેશે, મોકમ દેશે મારો;
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના કોઇ નહી દાખણહારોરે. મૂરખા૦ ૪

ચાબખો.

મનવા રહેની ભજનમાં ભાળીરે, આતો વેળા જાય છે વળી—ટેક.
જોબનના દહાડા જતા રહેશે, જેમ કરમાય છે કળી;
જરા આવે કાંઇ જોર નહી ચાલે, પછી વીખાશે પળીરે. મન૦ ૧
સંચર્યું હશે તે સાથ નહી આવે, સરવે જાશે સળી,
હેતે કરીને વાવરેજ હાથે, બાકીનું જાશે બળીરે. મન૦ ૨
માનવી ઝાડ છે મુળ વિનાનું, ધર્મ વીણ જાશે ઢળી;
આગળ ખાવા સારૂ અભાગીયા, કંઇક મુળવીને મેડી લેનેરે. મન૦ ૩
કાળનું દળ તો કારસું આવશે. દેહ નાંખશે દળી;
ભોજો ભગત કહે ધર્મ રહેશે, બીજું સર્વ જાશે ટળીરે. મન૦ ૪

ચાબખો.

મૂરખો કાળની વાતુ કરેરે, માથે કાળનું ચક્કર ફરે—ટેક.
કહે કઇકને નહી કરવું એવું, નીજ કરતો નવ ડરે;
વિષય વિકારમાં ફરે વલગતો, પારકા ઘરમાં ગરેરે. મૂરખો. ૧
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું ઓચરે;
છળ છેતર ને દગા બાજી કરી, પારકા ઘરમાં ધરેરે. મુરખો. ૨
ધર્મનો માર્ગ ઢુકડો ન આવે. પાપનાં પગલાં ભરે;
જમની માયા સંઘરી રેશે, કયાં વેશ્યા નારીમાં વાસરે. મુરખો. ૩

તેથી ચોરાશી સહી કરી જીવ, અલ્પ થતાં અવતરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વીના, ભુંડે હાલે મરેરે. મુરખો. ૪

ચાબખો.

લોભ રહ્યો હૃદયમાં વશીરે, મુરખને શીખામણ તે કશી. ટેક૦
સંતની નીંદા સારી લાગે, જીવ તેમાં રહે છે મચી;
પરમાર્થથી પાછો ભાગે એતો, ત્યાંથી જાય છે ખશીરે. લો. ૧
ધર્મનું કામ કોઇ કહેવા આવે, તેના સામે ઉઠે ભસી;
રામ નામ વિના બીજું લવે, તેની જીભ કાપવી જોઇએ ધસીરે. લો. ૨
વખાણ પોતાનાં વહાલાં લાગે. જીવ તે શું બોલે હશી;
કોઇકનું રૂડું કાને સાંભળતાં, જાણે વાગી બરછીરે. લો. ૩
મોતથી બચવા મથ્યો ઘણું, તોયે કાળે લીધો ઘશી;
ભોજો ભગત કહે ભુત થઇને જીવ, ભમીયો મુવા પછીરે લો. ૪

ચાબખો.

ખુટેલને મદ ખરેખરો થાશેરે, જીતી બાજી હાથથી જાશે. ટેક૦
કોઇ કહ્યું નથી માનતારે, પણ કષ્ટ અતિશે સહેશે;
ભલા ભલાઇયું કરી લેજો, આ રંગ જાતો રહેશેરે. ખુટે૦ ૧
હક નથી હાલતો હરિ ભજ્યા વિના, કાળ ગળી જાશે;
ચોય દશાના ચોહે ઉપર પછી, વાવલીઆ વાસેરે. ખુટે૦ ૨
વિચાર કરીને વાવ્યા વિના, ફળ ક્યાં થકી થાશે;
ભોજો ભગત કહે કર્યા વિના, નિરમારે ન્હાશેરે. ખુટે૦ ૩

ચાબખો.

મનની ફેરવો જે માળારે, મુકી દીયો જમના ચાળા—ટેક૦
અનેક જન્મ થયા અડવડતાં, ને કરમ લાગ્યાં કાળાં;
જીવને લઈ જશે અલ્યા, ભાઇ જમડા જોરાળારે. મનની. ૧

આળીયુંવાળા મેટશે, ત્યાં નહી પહોંચે પાળા;
માલવાલા તેમ જીતશે, તે છે તીખી તરવારવાળારે. મનની. ૨
ઈંદ્ર સરીખા ઉતરી ગયા, ભાઇ તેના કોઈ ટાળાં,
ભોજો ભગત કહે ઠીક ઠરાવો, એના અધર ઉચાળારે.મનની. ૩

ચાબખો.

મુરખા મતી ફરી તારીરે, વીઠલને મેલ્યા વિસારી—ટેક૦
જન્મ થયા પહેલાં જઠરામાં, તું કહેતો પોકારી;
બહાર આવ્યા પછી બુદ્ધિ હણાણી, હિરો ગયો હારીરે. મુ૦ ૧
દોલત દેખી જીવ થયો દિવાનો, અવળું બોલે અહંકારી;
મેહેર કર્યા વિના પછી થઇશ તું ભવ ભીખારીરે. મુ૦ ૨
ભાત ભાતનાં ભોજન તજીને, ખાતો અંધા આહારી;
ચોરી છીનાળી ને શુરાપાનમાં, મસ્ત થયાં નર નારીરે. મુ૦ ૩
સાચો થઈ જા સદ્‌ગુરૂ ચરણે, લેશે તેને ઉગારી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, માન શીખામણ મારીરે. મુ૦ ૪

ચાબખો.

દેખો દેહ ધરી દેવારે, કરી લે સંતોની સેવા—ટેક૦
સજન હંસના પાર પહોંચાડયા પારથી જેવા;
કરમનાં બંધન કાપી નાંખ્યા ભાઇ, અલેક ધણી એવારે. દેખો૦ ૧
ભવનું નોતરૂ માની લઇ મુકો હરી મેવા;
વખત જાય છે ને કરો ન વરખાં લક્ષ્મીવર લેવારે. દેખો૦ ૨
જયણા કરી જાળવજો ભાઇ પ્રેમરસ પીવા;
ભોજો ભગત કહે ભાવે ભજો, રામ ચરણે રહેવારે. દેખો૦ ૩

ચાબખો.

એતો અમળ ફળ વેડયુંરે, રળીએ પુરવની ખેડયું—ટેક૦
ચાખરીયા પહોંચી ગયા સહુ રણ ખેતર રીડયું;

ભલે ધીંગાણો ભાલા ઉડે, ઉડે તરવારની છોળ્યુરે. એતો૦ ૧
સંસાર સાગર મથી મરે માંહી. મળે ન સુખ ખોળ્યું;
તેમાંથી કોઇ પાર ન પામે, જેમ કાગડે કુંભજળ ઢોળ્યુંરે. એતો૦ ૨
સતગુરૂ ચરણે જેણે સેવ્યા તેને, હરિ કરશે સળીયું;
ભોજો ભગત કહે ભાવે ભજો તો થાય રંગની રેલ્યુંરે. એતો૦ ૩

ચાબખો.

આ છે પંખીડાનો મેળોરે, ભરો ભવ નહી ભેળો ટેક.
સરવે વાતે સંપ કરીને, કુસંપ પરો મેલો;
હરિ ભજવામાં હાંસલ છે તે વિચારી સેવોરે. આ છે૦ ૧
નર તમે હવે નિરભે થયા, ગણી મદમાં શું ડોલો;
હરિ ભજ્યા વિણ હાણુ ઘણી છે, ડહાપણ શું ડોળેરે. આ છે૦ ૨
જન્મ ધર્યો જેણે હરિ ભજ્યા નહીં આગળ ઉભેલો;
ભોજો ભગત કહે ઉપડી જાશે, પતંગ રંગ વહેલોરે. આ છે૦ ૩

ચાબખો.

જગતમાં શું રહ્યા મ્હાલીરે, ભરણી પાપ તણી પાલી ટેક.
ભામની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમાં વાલી,
કામની તારે કામ ન આવે તે તે જાશે વાલીરે. જ૦ ૧
અલેખ ધણીની ઓળખ પડયા પછી, ખેપ નહી જાય ખાલી;
ભરમે થાકી જીવ ભુલી ગયો, એને જમડા લેશે ઝાલીરે. જ૦ ૨
પેટ ચોળીને શુર ઉપજાવ્યું તે જીવને ઘાત ઘાલી;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના ઠકરાઇ છે ઠાલીરે . જ૦ ૩

ચાબખો.

અરે તમે જુવોને જાગીરે, દુનીયા ડોલવા લાગી ટેક.
ચાલી ગયેલો તો સમજે છે, એને લત કોકની લાગી;
મોહ પાસથી મુકત થઇને થાય છે વૈરાગીરે. અરે તમે૦ ૧

નોબત નગારાં ગડગડે, ભેર ભુંગળ વાગી;
અલેહ જ્યારે ઓળખશે ત્યારે નહી ઉગારો ભાગી. અરે તમે૦ ૨
રેણી રાખી રામ ભજે જેને એવી લેહ લાગી,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, થયા અમર બડભાગીરે; અરે તમે૦ ૩

ચાબખો.

સેજે સુતા જન જાગોરે, મુકિત હરિ કને માગો ટેક.
આતમ તત્વ લીઓ ઓળખી સંત ચરણે લાગો;
અનુભવ કરી સમ ઓળખો તૃષ્ણાને ત્યાગોરે. સેજે૦ ૧
બાણ ખડા સદ્‌ગુરૂ તણો, જેને વેહે ઘણો વાગ્યો.
શુદ્ધ વિચારી આ સાસરીઆમાં ભ્રમણાને ભાગોરે, સેજે૦ ૨
સત ગુરૂની સેવા કરીને. પેરી લો પ્રેમનો વાઘો;
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના નર જાશે નાગોરે. સેજે૦ ૩

ચાબખો.

તું જાણી જગતમાં જોઈ શું રહ્યો માયામાં મોહી—ટેક૦
ખાધું પીધું ખેલ કર્યા વળી ઠાલી ઠકરાઇ;
હોય ભ્રમણા તારી ભાગી નથી રહે ચીત આમાં પરોઇ. તું૦ ૧
રત્ન અમુલ્ય માંડ મળ્યું છે તે ખુટલે નાંખ્યું ખોઇ;
અરે જન્મ તારો એળે ગયો, સ્મરણ કર્યું નહી સોઇરે, તું૦ ૨
બીજ વાવ્યા જેણે બીડમા નર નીપજ્યા કાઇ નોય
ભોજો ભગત કહે હાર ભજ્યા વિના કામી ન ગય કોઇ તું૦ ૩

ચાબખો.

મુરખને કઇ પેરે સમજાવેરે એને નિશ્ચે નરકમાં જાવું. ટેક૦
સવળું કહેતાં અવળું લાગે કહીને મહદે થાવું;
વાત કરીને વઢવાડ કરે અમૃત તજી વિષ ખાવુંરે. મુ૦ ૧
ખાટકી વાટે ઘેટો ચાલ્યો, માહારાજ જાણે મુકાવુંરે;
અપ્રિય સંવાદે અવળો ચાલે, તેને ઉંધે માથે લટકાવુંરે. મુ૦ ૨

સનેપાતનો ચાળો થયો તેને, ઝાંઝુ ઓસડ જો ખાવું,
ભોજો ભગત કહે પ્રગટ પારખું, પીત્તળમાં શું તાવું. મુ૦ ૩

ચાબખો.

મુરખો મોહન ઘેડે ચડે, માથે કાળ નગારાં ગડગડે. ટેક૦
હરિજન હોય તેની હાંસી કરે, જીવ અવળું બોલી લડે,
એકલો હોય ત્યારે અભાગી, નવ ગ્રહની ગોડે નડેરે. મુ૦ ૧
પર સ્ત્રીયા શું પ્રીતી કરું, એવા મનમાં ઘાટ ઘડે,
ભોગ દેખી જીવ થયો હરાયો, જેમ પતંગ દીપકમાં પડેરે. મુ૦ ૨
ત્રણ અવસ્થા થઇ નરકમા, પછી કાળે લીધો કેડો,
ભોજો ભગત કહે ભજન કર્યા વિના નિશ્ચે નર્કમાં સડેરે. મુ૦ ૩

ચાબખો.

મન તું હજી શીખામણ માન, એક દીન જાવું છે શમશાન—ટેક૦
લખ ચોરાશી અવતાર ધરીને, ખરી ભોગવી ખાણ,
એ તારો અવગુણ ઘણો છે, હરિ ભજ્યા વિણ હાણરે. મન૦ ૧
ભજન કરો તો ભય મટે આ, શબ્દ ધરજો કાન,
અમર દેવને આરાધી લે, સમજી ગુરૂનું સાનરે. મન૦ ૨
સિધી રીતે ચાલજો ભાઇ, રહેતું પડશે રાત,
મુવા પછી નથી માણતું, વાંસે સમા કરે સ્નાનરે. મન૦ ૩
રાજા પરિક્ષિત પામીયો જુલે ન ગતિ ભગવાન,
સાત દિવસ લગી સાંભળી ગોવીંદ કેરૂ જ્ઞાનરે મન૦ ૪
પ્રેમદા પદને પામવા તું, મેલી દે મનની તાણ,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, અહિત છે નિવારણરે મન૦ ૫

સમાપ્ત.

# ભાગ્યનો પારસ.

જ્ઞાનનો ભંડાર, સદાચારનો સાગર, અહિં-સાની અનુપમ આરસી, સદબુદ્ધિ માટે સદબોધક ધર્મની હાલ, નીતિનું રહસ્ય, અને સારાંશમાં પવિત્ર જીવન પસાર કરવાનો પાઠ શીખવનારૂં આ પુસ્તક છે.

સુપ્રસિદ્ધ પુસ્તકનો સુંદર સાર આ પુસ્તકમાં સમજાવ્યો છે.

સ્વધર્મને ચાહનારા જનો માટે આ પુસ્તક અત્યંત પ્રિય છે.

ઉપર પૃષ્ઠનું હળદાર ઉંચા ગ્લેઝ કાગળ પર સુંદર છાપેલું અને કપડાના પાકા પુઠાનું, આ પુસ્તક છે,

કીંમત રૂ. બે પોષ્ટ જુદું

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર લલ્લુભાઈ નારણદાસ**

લીમડાચોકઃ-સુરત.